# કન્યા શિક્ષણ પ્રવેશ.

યોજક.

શાસ્ત્રી ચુનીલાલ ધનસુખરામ નાંદોદવાળા.

શ્રી વિશ્વનાથો જયતિ.

# કન્યા શિક્ષણ પ્રવેશ.



કોમળ બુદ્ધિ કન્યાઓના ધર્મશિક્ષણને અર્થે.

લેખક, અને પ્રકાશક,

શાસ્ત્રી ચુનીલાલ ધનસુખરામ નાંદોદવાળા

નાની હમામ-અમદાવાદ.



સં. ૧૯૭૪ પ્રત ૧૦૦૦

પહેલી આવૃત્તિ.

કીંમત ૦-૨-૦.

# વિજ્ઞાપન.

મ્હારી સર્વ બ્હેનો આ પુસ્તક વાંચી તેમના જીવન સુત્રો સમઝે અને પોતાનો ધર્મ શું છે તે સમઝતી થાય તેટલા માટે અને થોડી કીંમત હોવાથી વધારે બ્હેનો લઇ શકે અને વાંચી શકે તેટલા માટે આ લઘુ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે અને વળી પુસ્તક ન્હાનું હોવાથી ધર્મ પ્રેમીસજ્જનો પોતાને ત્યાં શુભ પ્રસંગે સ્ત્રીઓમાં વહેંચાવી ધર્મનો પ્રચાર કરી શકશે એમ આશા રાખું છું અને મ્હારી આર્ય બ્હેનો પણ આ પુસ્તકને વાંચી તેનો યથાર્થ લાભ લેશે તો હુ મ્હારા લઘુ પ્રયત્નને સફળ થયેલો લેખીશ.

લી૦ ભવદીય.

ચુનીલાલ ધનસુખરામ શાસ્ત્રી.

નાંદોદવાળા.

# વિષયાનુક્રમણિકા.



---

॥ श्रीः ॥

कन्या प्येव पालनीया शिक्षणो याऽतियत्नतः ।
यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥

# કન્યા શિક્ષણ પ્રવેશ.

---

## કુમારી પૂજા.

આ બધો સંસાર જગજ્જનની મહામાયાથી ઉત્પન્ન થયો છે એજ કારણથી શાસ્ત્રોએ તેમની સ્તુતિ કરી છે.

देवि प्रपन्नार्ति हरे प्रसीद प्रसीद मातर्जतोऽखिलस्य ।
प्रसीद विश्वेश्वरि पाहिविश्वं, त्वमीश्वरी देवि चराचरस्य ॥

હે શરણાગત કષ્ટ હરણી ? દેવી ? પ્રસન્ન થાવ, અને જગતની રક્ષા કરો; હે દેવી ? તમેજ આ ચરાચર સંસારની ઇશ્વરી છો.

જે પ્રકારે જગદમ્બા મહા માયાથી આ સંસાર ઉત્પન્ન થયો છે, એ કારણથી વેદ અને શાસ્ત્રોએ કુમારિઓને જગદમ્બા સ્વરૂપ કરીને વર્ણન કર્યું છે, અને એજ કારણથી કુમારીના શરીરને આદ્ય શક્તિનો આધાર માનીને કુમારી પૂજા કરવા માટે શાસ્ત્રોમાં વિશેષ આજ્ઞા છે.

સનાતન ધર્મમાં નારીજાતિનું સન્માન તથા તેની શ્રેષ્ઠતાનું જેટલું વર્ણન કર્યું છે, અને નારીજાતની સુરક્ષા અને પવિત્રતાની વૃદ્ધિને માટે જેટલા ઉપાય બતાવ્યા છે તેટલા બીજા કોઈ અન્ય ધર્મમાં જોવામાં આવતા નથી.

## ૧ કુમારી લક્ષણ.

यावन्न लज्जितांगानि कन्या पुरुषसन्निधौ
योन्या दीर्नीन गूह्येत तावद्भवति कन्यका
यावत्चैलंन ग्रहाणति यावत्क्रीडतिपासुभिः
या वदोष नजानाति तावद्भवती कन्यका

જ્યાં સુધી કન્યા પુરૂષના સમીપ આવવાથી લજાતી ન હોય અને પોતાના ગુહ્ય અંગને ઢાંકતી ન હોય ત્યાં સુધી કન્યાવસ્થા છે. જ્યાં સુધી વસ્ત્ર ન પહેરતી હોય અને જ્યાં સુધી ધુળમાં રમતી હોય અને જ્યાં સુધી દોષોને જાણુતી ન હોય ત્યાં સુધી કન્યાવસ્થા જાણુવી.

## ૨ ગૃહકૃત્ય.

---

સ્ત્રી એ ઘરની અધિકારિણી હોવાથી ગૃહિણી કહેવાય છે એટલા માટે ઘરકામ શીખવું એ સ્ત્રીઓનું પહેલું અને મોટામાં મોટું કામ છે. રસોઈ બનાવવી, પીરસવું, આવક જાવકનો હિસાબ રાખવો, ઘરને વાળીઝુડીને સાફ રાખવું, બચ્ચાઓનું લાલનપાલન કરવું, શીવતાં શીખવું, ઘર ઉપયોગી શિલ્પકામ પણ જાણવું, અને દેવપૂજનાદિ સર્વ સદાચાર સ્ત્રીઓને યથાયોગ્ય રીતિથી શીખવું યોગ્ય છે. જે કન્યા પહેલેથીજ ઘરકામ શીખતી નથી તેની નિન્દા થાય છે અને તે સ્ત્રી જાતિમાં નાલાયક ગણાય છે. જે કન્યા ગૃહકાર્યનું યોગ્ય શિક્ષણ લેતી નથી તેને આ લોકમાં યશ મળતો નથી. અને પરલોકમાં આનંદની પ્રાપ્તિ પણ થતી નથી.



# ૩ ધર્મ શિક્ષા.

---

પુરૂષ જાતિને માટે ઘણા પ્રકારની શિક્ષા આપવાનો વિધિ છે. પરંતુ સ્ત્રીજાતિને માટે કેવળ ધર્મ શિક્ષાજ આપવાની આજ્ઞા શાસ્ત્રોમાંથી મળી આવે છે, પુરૂષ અને સ્ત્રી એ બન્નેના ધર્મમાં, કર્તવ્યોમાં અને અધિકારોમાં આકાશ અને પાતાળ જેટલો અંતર છે; એટલા માટે પુરૂષ શિક્ષા પદ્ધતિ અને સ્ત્રી શિક્ષા પદ્ધતિ બન્નેમાં શાસ્ત્ર કર્તા પૂજ્યપાદ મહર્ષિયોએ અંતર રાખ્યો છે સ્ત્રીઓને કેવળ ધર્મ શિક્ષાનુંજ ગ્રહણ કરવું ઉચિત છે. સતીત્વ ધર્મ શું છે, તપ ધર્મ શું છે, હિત કોને કહેવાય, કેવી રીતે યોગ્ય ગૃહિણી થવું ઉચિત છે. એ બધી બાબતોનું જ્ઞાન કન્યાઓએ બાળપણથી જ પ્રાપ્ત કરવું જોઇએ, જેનાથી બુદ્ધિ ચલિત થાય, જેનાથી વિલાસી બુદ્ધિ થાય, અને જેનાથી ધર્મભાવ ઓછો થાય એવી વાતોમાં કન્યાઓએ કોઇ પણ વખત ધ્યાન આપવું ઉચિત નથી. સ્ત્રીઓએ જીવનપર્યંત ધાર્મિક ચિન્તા, ધાર્મિક કથન, ધાર્મિક પાઠ પુજા વૃત આદિ અને ધાર્મિક ગ્રંથોનું વાચન કરવુંજ ઉચિત છે.

---

## ૪ તપ ધર્મની પ્રધાનતા.

---

### તપ પ્રધાનો નાર્યાં

### યતોઽભ્યુદય નિઃ શ્રેયસઃ સિદ્ધિઃ સઃ ધર્મઃ

જેનાથી આ લોક સંબંધી ઉન્નતિ અને પાર લૌકિક સુખ પ્રાપ્તિ અને મુક્તિ પ્રાપ્ત થાય તેને ધર્મ કહેવાય છે, ધર્મનાં આ લક્ષણો હંમેશાં સ્મરણમાં રાખવા યોગ્ય છે, ધર્મનાં અંગ ઘણાં છે, અને ધર્માંગોમાંથી નારી જાતિને માટે તપ ધર્મની પ્રધાનતા શાસ્ત્રોમાં વર્ણવી છે સ્ત્રીજાતિના દરેક ધર્મમાં તપ રહેલું છે તેટલા માટે તપ ધર્મની તરફ સ્ત્રીઓએ હંમેશાં ધ્યાન આપવું ઉચિત છે. ગૃહિણીના તપથીજ ધાર્મિક, યોગ્યતાવાન, તેજસ્વી, બલવાન્, નિરોગી, સ્વદેશભક્ત, વિદ્વાન અને કુલોદ્ધારક, સન્તતિની ઉત્પત્તિ થાય છે. ગૃહિણીના તપથીજ ગૃહસ્થાશ્રમમાં ધન, ઐશ્વર્ય, સુખ અને શાન્તિ યથેચ્છ રીતે મળી શકે છે. મન વચન ઇન્દ્રિયો અને શરીર આદિમાં જે સ્વાભાવિક ભોગ પ્રવૃત્તિ છે તેને રોકીને પોતાના સ્વાધીનમાં રાખવી તેને તપ કહેવાય છે. માટે તપ ધર્મનો મહિમા અપાર છે.

# ૫ સેવા ધર્મ.

---

**सेवा धर्मो परम गहनो योगिना मप्य गम्य:**

ધર્મનાં જેટલાં અંગ અને ઉપાગ છે તે સર્વમાં સેવા ધર્મ ઘણોજ કઠિન અને મહિમાવાળો છે. સેવા ધર્મથી તપની વૃદ્ધિ થાય છે. સેવા ધર્મના નિયમિત પાલનથી આ લોકમાં સર્વની પ્રસન્નતા અને પરલોકમાં ઋષિ, દેવતા, પિતૃઓની એની મેળે પ્રસન્નતા પ્રાપ્ત થાય છે. કુમારીકાઓએ આળસ રહિત થઇને માતા, ગુરૂજન (વૃદ્ધો) અને બાળક તથા સજ્જનોની સેવાં કરવી ઉચિત છે. સ્રીજાતિને માટે એક ફકત પતિ સેવાજ પરમ ધર્મ છે પોતાનાં સુખોને ભુલીને બીજાની યથાવિધિ પરિચર્યા કરવાથી સેવા ધર્મનુ સાધન થાય છે આત્મીયજનોની સેવા, શિશુ સન્તાનની સેવા, વૃદ્ધોની સેવા આદિ અધિકાર ભેદથી સર્વ પ્રકારની સેવા કરતી વખતે પોતાનું સુખ અને સુવિધાનો અભિમાની વિચાર એકવારજ ભૂલી જવાથી સેવા ધર્મના ફલની પ્રાપ્તિ થાય છે.

---

## ૬ આચાર અને શૌચ.

---

**आचारो प्रथमो धर्मो धर्मस्य प्रभु रुच्यते**

સર્વ ધર્મોમાંથી આચારને પ્રથમ પદ મળેલું છે.

ધર્માનુકુલ શારીરિક ચેષ્ટા માત્રને સદાચાર કહેવાય છે. શાસ્ત્રોક્ત સદાચારના સાધનની તરફ સ્ત્રી પુરૂષ બન્નેને વિશેષ ધ્યાન આપવુ યોગ્ય છે જ્યારે સ્ત્રી સદાચારિણી થાય છે ત્યારે પુરૂષ પણ સદાચારી બની જાય છે. અને માનું સદાચરણ જોઇને પુત્રપુત્રી પણ તેવાંજ સદાચારી થાય છે. સદાચાર અને શૌચનું શિક્ષણ બાલ્યાવસ્થાથીજ સ્ત્રીયોએ જાણવું જોઇએ. શૌચ બે પ્રકારના છે એક બાહ્ય શૌચ અને બીજું અન્તઃ શૌચ. પ્રતિદિન નિયમ પૂર્વક સ્નાન કરવું, વિધિ પૂર્વક ગાત્રમાર્જન કરવું, પેશાબ કર્યા પછી અથવા જંગલ જઇ આવ્યા બાદ યથા યોગ્ય રીતે મૃત્તિકા વિગેરેથી પવિત્રતા સંપાદન કરવી, વસ્ત્ર આદિ સ્વચ્છ અને પવિત્ર રાખવાં, ગૃહ પદાર્થ તથા વાસણો વિગેરેને માંજીને સાફ રાખવાં, ગૃહસ્થાશ્રમનો સર્વ વ્યવહાર્ય પદાર્થ શાસ્ત્રાનુકુળ શુદ્ધ રાખવો. ઇત્યાદિ દ્વારા બહિઃ શૌચનું સાધન થાય છે અને મનનો અવિચાર અને પાપ ચિન્તાથી રહિત રાખવાથી અન્તઃ શૌચનું સાધન થાય છે.

---

# ૭ અતિથિ સત્કાર.

---

ગૃહસ્થાશ્રમને માટે પાંચ મહા યજ્ઞ કહેલા છે. તે પાંચ યજ્ઞમાંથી નૃયજ્ઞને સર્વથી પ્રથમ ગણેલો છે, અતિથિ સત્કાર નેજ નૃયજ્ઞ કહેવાય છે. પોતાનું ઘર પુછીને આવેલાં સ્ત્રી પુરૂષ ગમે તે જાતિ અને ગમે તે અધિકારનાં હોય તો પણ તેમનું યથાયોગ્ય સત્કાર પૂર્વક પૂજ્ય બુદ્ધિથી સ્વાગત, આસન, અન્નજલ આદિથી સત્કાર કરવાથી નૃયજ્ઞનું સાધન થાય છે. નૃયજ્ઞએ મહાયજ્ઞ છે. વેદ અને શાસ્ત્રોનું અવલોકન કરવાથી એમ જણાય છે કે મનુષ્ય માત્રનો નૃયજ્ઞ કરવો એ પરમ ધર્મ છે પોતાને ઘેર આવેલા અતિથિનો બહારના લક્ષણ અને જાતિ આદિનો કાંઈ પણ વિચાર કર્યા વિના યોગ્ય રીતિથી તેમનો સત્કાર કરવાનો ઉપાય તુરત કરવો જોઇએ. ઘેર આવેલા અતિથિનું આતિથ્ય ન કરવું તે મહાન પાપ છે.



## ૮ વ્રુત અને કથા.

पतिव्रुतात्परं नास्ति स्त्रीणां श्रेयस्कर व्रुत।
धर्मं कामं च मोक्षं च सर्वं माप्नोत्यतो यतः॥

તપનું વૃત એ એક શ્રેષ્ઠઉપાંગ છે નારી ધર્મનું વર્ણન કરતી વખત પુજ્યપાદ મહર્ષિયોએ નારી ધર્મની સાથે વ્રત પાલનનો ઘણો ખરો સંબન્ધ રાખેલો છે અયોગ્ય વિષયોનો ત્યાગ અને યોગ્ય વિષયોનું ગૃહણુ કરવાની પ્રતિજ્ઞા લેવી તેનું નામ વ્રત, તથા કોઈ નિયમ વિશેષના પાલનમાં દૃઢ સંકલ્પ કરવો તેનું નામ વ્રત કહેવાય છે. જ્યારે નારી ધર્મ તપ પ્રધાન છે તો વ્રત ધર્મનું અધિકરૂપથી પાલન કરવું એ નારી જાતિનું અવશ્ય કર્તવ્ય ગણાશે. આપણા શાસ્ત્રોમાં નારી જાતિને કરવા યોગ્ય છે. અનેક વ્રતોનું વર્ણન છે અને તે યથાશક્તિ કરવા યોગ્ય છે. વ્રતોનું પાલન કરાવવામાં સહાયક જે પૌરાણિક અથવા લૌકિક કથા તથા પરંપરા રૂપથી પોતપોતાના દેશ અને સદાચારને અનુસરીને પ્રચલિત છે તેને કથા કહેવાય છે. એવી પૌરાણિક અને ધાર્મિક તથા જેમાં ધર્મ રહ્યો હોય એવી કહેવતો પણ શીખીને આપસઆપસમાં કહેવા સાંભળવાથી મનની પવિત્રતા અને દૃઢતાની વૃદ્ધિ થાય છે અને પુણ્ય પણ મળે છે.

# ૯. શીલ અને લજ્જા.

સ્ત્રી જાતિને માટે શીલ એ પરમ આશ્રય છે, અને લજ્જા પરમ સહાયક છે, સ્ત્રીઓનાં દરેક આભૂષણોમાં તેમનામાં રહેલ લજ્જારૂપી આભૂષણ એ અતિ શ્રેષ્ટ છે અને સર્વે ગુણોમાં શીલ ગુણ અતિ પવિત્ર છે. જે સ્ત્રીમાં લજ્જા નથી તે સ્ત્રી સમાજને યોગ્યજ નથી. આપણી આર્ય અર્થાત હિંદુ જાતિમાં લજ્જા વિનાની સ્ત્રી આદર પામી શકતીજ નથી. લજ્જાથી પાપ પાસે આવી શકતું નથી. લજ્જાથી સ્ત્રી ધર્મની રક્ષા થાય છે અને લજ્જાથીજ સ્ત્રીયોની પવિત્ર શોભામાં વૃદ્ધિ થાય છે. નમ્ર થવાથી શીલતાની વૃદ્ધિ થાય છે, અહંકારી વૃત્તિઓને શમાવી બીજાઓને આપણા સદવ્યવહારથી પ્રસન્ન કરવા વિગેરે ચેષ્ટાથી શીલતાની રક્ષા થાય છે, જ્યાં શીલ છે ત્યાં ધર્મ પણ છે. આપણા શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે જે ઘરમાં શીલવતિ નારી છે તે ઘરમાં આપો આપ દેવતાઓનો વાસો થાય છે.



## ૧૦ મહાયજ્ઞ.

---

જે જે ક્રીયાઓથી આ લોક અને પરલોક સંબંધી ઉન્નતિ થાય છે તેને યજ્ઞ કહેવાય છે દેશ અને ધર્મ એ બન્નેની ઉન્નતિ કરવાવાળું જે કર્મ છે તેને મહાયજ્ઞ કહેવાય છે. અર્થાત બીજાઓની ઐહલૌકિક તથા પારલૌકિક ઉન્નતિ કરાવવાવાળું જે કર્મ તેજ મહાયજ્ઞ. જેનાથી પુરૂષ યજ્ઞ અને મહાયજ્ઞના સાધનોમાં પ્રવૃત્ત થાય તે સાધનો કરવામાં ગૃહિણીનું કર્તવ્ય છે- મહાયજ્ઞનું મહત્વ પુત્ર સમજીને અને મહાયજ્ઞનું સાધન સુપુત્ર પોતાના જીવનને સાર્થક કરવું સમજે એવો ઉપદેશ પુત્ર તથા પુત્રીઓને બાળપણથીજ પ્રાપ્ત થવો ઉચિત છે. માણસોમાં જેટલી સ્વાર્થ પરતા અધિક હોય તેટલોજ તેમાં પશુભાવ વધારે છે એમ સમજવું અને સ્ત્રી પુરૂષોમાં જેટલી જેટલી નિષ્કામ પ્રવૃત્તિ, પરોપકાર પ્રવૃત્તિ અને સ્વાર્થ ત્યાગની વૃદ્ધિ થશે તેટલુંજ તેમને દેવત્વપણું પ્રાપ્ત થશે.

---

## ૧૧ ભક્તિ અને ઉપાસના.

પિતા માતા અને શ્રેષ્ઠજનોમાં અનુરાગ તેને શ્રદ્ધા કહેવાય છે. ભાઈ તથા મિત્ર તથા સખી વિગેરેમાં અનુરાગ તેનું નામ પ્રેમ. અને પુત્ર તથા પુત્રીમાં જે અનુરાગ તેનું નામ સ્નેહ. પરન્તુ ભક્તિ એતો તેનાથી પણ ઉચ્ચ અને પવિત્ર રાજ્યનો પદાર્થ છે, સર્વ શકિતમાન્ જગતપિતા ભગવાનમાં જે ભકતોનો અનુરાગ થવો તેને ભકિત કહેવાય છે.

જ્યારે પિતા માતા પતિ પુત્રાદિકમાં સ્વતઃ અનુરાગ થાય છે. એ અનુરાગને આપવાવાળા સંસારના ત્રણ પ્રકારના તાપોનો નાશ કરવાવાળા અને જીવોના પરમ સહાયક એવા શ્રી સચ્ચિદાનંદ પ્રભૂની ભકિત કરવી એ મનુષ્યનું પરમ કર્તવ્ય છે. પ્રતિ દિવસે યથાશકિત ઈશ્વરની ઉપાસના અને તેમાં પોતાની ભકિતની દિવસે દિવસે વૃદ્ધિ કરવાને બાળપણુથીજ પ્રયન્ન કરવો ઉચિત છે. શ્રી ભગવાનનાં અંગ, રૂપ, રૂપિ, પિતૃ, દેવ, અને દેવિયોમાં પણ ભક્તિ કરવી એ કર્તવ્ય છે.

જે જે સાધનોથી જગદીશ્વર પરમાત્મામાં ભક્તિની વૃદ્ધિ થાય અને તેમની સાન્નિદયતા પ્રાપ્ત થાય તે તે સાધનોને ઉપાસના કહેવાય છે.

## ૧૨ સ્ત્રીજાતિની શ્રેષ્ઠતા.

સૃષ્ટિના વિચારથી પુરૂષ અને સ્ત્રીમાં સ્ત્રીની પ્રાધાન્યતા છે તે કારણુથીપૂજ્યપાદ મહર્ષિયોએ સ્ત્રીજાતિની સુરક્ષા અને અને પવિત્રતાને માટેં શાસ્ત્રોમાં આટલી દૃઢ આજ્ઞા કરીં છે અને સૃષ્ટિ ક્રિયાપાં સ્ત્રી જાતિનું દાઈત્વ પણ સર્વથી અધિક છે પિતાના અભાવથી બાળક બચી શકે છે પરંતુ માતાના અભાવથી બાલક ભાગ્યેજ રહી શકે છે. નારી જાતિથીજ ગૃહસ્થાશ્રમની રક્ષા થાય છે. અને ગૃહસ્થાશ્રમથીજ અન્ય આશ્રમોની રક્ષા થાય છે, એટલા માટે સર્વ આશ્રમોની રક્ષાનું મૂળ સ્ત્રીજાતિ છે અને તેથીજ શાસ્ત્રકારોએ સ્ત્રીજાતિનું મહત્વ અધિક કહેલું છે. સ્ત્રીજાતિના ગહત્વની સાથે સંસારને સારી રીતે રાખી ધર્માનુકુલ ચલાવવા માટે સ્ત્રી જાતિનું દાઈત્વજ સર્વથી અધિક છે, અને એજ કારણુથી આર્ય નારી તપ ધર્મનું પાલન કરીને અનેક કષ્ટો સહન કરતાં છતાં પણ પોતાના દાઈત્વનું પાલન કરીને ગૃહસ્થાશ્રમને ધર્માનુકુલ રાખે છે.

## ૧૩ આર્યજાતિ.

---

પૂજ્યપાદ મહર્ષિયોએ આર્ય જાતિનું લક્ષણ આ પ્રમાણે કહ્યું કે જે મનુષ્ય જાતિ વેદાનુકુલ સદાચારનું પાલન કરતી હોય, જે મનુષ્ય જાતિમાં વર્ણ અને આશ્રમ ધર્મ પ્રચલિત હોય, અને જે જાતિની સ્ત્રીયોમાં સતીત્વ ધર્મનું યથાર્થ સ્વરૂપ પ્રગટેલું રહે તે જાતિને આર્ય જાતિ કહેવાય છે, આખી દુનિયામાં આ આર્ય જાતિજ ઉર્ધ્વબાહુ થઇને પ્રકાશ સાથે અને છાતી ઠોકીને કહી શકે છે કે આ જાતિના પુરૂષ વર્ણાશ્રમ ધર્મ દ્વારા અનાદિ કાલથી પોતાની પવિત્રતાને સ્થાઈ રાખતા આવ્યા છે અને આ જાતિની સ્ત્રીયો ત્રણેલોકને પાવન કરનાર સતીત્વ ધર્મના પાલન દ્વારા જગત્પૂજ્ય થઈ ગઇ છે. થાય છે ને થશે. એટલાજ કારણથી આર્ય જાતિનો મહિમા સર્વ જાતિઓની અંદર પ્રધાનપદ ભોગવે છે.



# ૧૪ સતીત્વ ધર્મ.

સતીત્વ ધર્મ ત્રણે લોકને પવિત્ર કરનાર છે (સ્ત્રીજાતિ કેવલ સતીત્વ ધર્મના પાલનથીજ સર્વોતમ ગતિને પ્રાપ્ત કરી શકે છે શાસ્ત્રમાં ચાર પ્રકારની સતીઓનું વર્ણન કરેલું છે. જેમ કે-સર્વોત્તમ સતી, ઉત્તમ સતી, મધ્યમ સતી કનિષ્ટ સતી, કનિષ્ઠ સતી તે કહેવાય છે કે જે કેવલ પોતાના શરીરને પરપુરૂષથી પવિત્ર રાખી શકે અર્થાત મન ભ્રષ્ટ થાય પણ શરીરને ભ્રષ્ટ થવા દેતી નથી. જે સ્ત્રી તપદ્વારા પોતાના મનને પણ પરપુરૂષના સમ્બન્ધમથી પવિત્ર રાખે તે મધ્યમસતી જેની બુદ્ધિ હમેશાં પવિત્ર રહે અને પોતાના પતિથી અતિરિકત પોતાનાથી મોટી વયના પુરૂષોને પિતારૂપથી, સમાન વયના પુરૂષોને ભ્રાતારૂપથી, અકે નાની અવસ્થાવાળા પુરૂષોને પુત્રો સમાન જુવે છે તે ઉત્તમ સતી કહેવાય છે જે સ્ત્રી પોતાના પુરૂષ સિવાય અન્ય પુરૂષોને પુરૂષ રૂપથી જોતીજ નથી અર્થાત જગદમ્બા રૂપજ જુવે છે તે સર્વોત્તમ સતી કહેવાય છે. સતી સ્ત્રી પોતાના તપના પ્રભાવથી ઇચ્છિત ફલ પ્રાપ્ત કરી શકે છે. સતી ધર્મ અતુલનીય છે.

## ૧૫ સપ્તપદી.

सुख दुःखानि सर्वाणि, त्वया सह विभज्यते ।
यत्रत्वं मद हंतत्र, प्रथमे सा बृत्रीदिदम् ॥

મ્હારા સર્વ સુખ દુઃખનો વિભાગ ત્હારી સાથે કરવામાં આવે છે અને જ્યાં તમે ત્યાંજ હું એમ પ્રથમ પગલે કન્યા બોલે છે.

कुटुंम्बं रक्षयिष्यामि, आ वृद्ध बालकादिकम् ।
अस्ति नास्तीनि पश्यामि, द्वितीय साबृत्रादिदम् ॥

બાલકથી વૃદ્ધ સુધી આ ત્હારા કુટુમ્બનું રક્ષણ કરીશ જે છે અને જે નથી તેને બરાબર જોઇશ. ( અર્થાત આગળ પાછળની તપાસ રાખીશ) એવું બીજે પગલે બોલે છે.

भर्तृ भक्ति रता नित्यं, सदैव प्रिय भाषिणी ।
भविष्यामि पदेचैव, तृतीये साबृदिदम् ॥

ભરથારની ભકિત્ત કરવામાં નિરંતર પ્રીતિમતી થઇશ, પ્રિય બોલનારી થઇશ એવું ત્રીજે પગલે બોલે છે.

आर्ते आर्ता भविष्यामी, सुख दुःख सभागीनी ।
तवाज्ञां पाल चिष्यामी, कन्या तूर्य पदे बृवीत् ॥

તમ્હારે દુઃખે હું દુઃખી અને દુઃખ સુખમાં સમભાગી થઇશ અને તમારી આજ્ઞાનું પાલન કરીશ એવું ચોથે પગલે બોલે છે.

ऋतु काले शुचिस्नाता, क्रीडिष्यामित्वयासह।
नाहंपरतरंगच्छेः कन्या पंचपद ब्रूवीत्॥

રૂતુ સમયે સ્નાન કરી પવિત્ર થઈને તમારી સાથેજ ક્રીડા કરીશ હું અન્ય પુરૂષ પાસે કદાપી જઈશ નહીં એવું પાંચમે પગલે બોલે છે.

इ हाथ साक्षीनौ विष्णु स्त्वयाहं नैव वंचिता॥
उभयोः प्रीतिः संभूता, कन्या षष्ठ पदे ब्रूवीत्।

આ સ્થાનમાં આપણુ બન્નેના સાક્ષી સર્વ વ્યાપક પરમાત્મા છે આપણી બન્નેની પ્રીતિ થઈ ચુકી છે. અને તમે મને છેતરી નથીજ એવું છઠે પગલે બોલે છે.

होम यज्ञादि कार्येषु, भवामि च सहायिनी।
धर्मार्थ काम कार्येषु कन्या सप्त पदे ब्रूवीत्॥

હોમ યજ્ઞ આદિ કાર્યોમાં તમારી મદદગાર થઈશ તેમજ બીજા ધર્મ, અર્થ, અને કામના કાર્યોમાં પણ સહાઈની થઈશ એવું સાતમે પગલે બોલે છે.

## ૧૧ સપ્તપદીનો ગરબો.

( ચાલો ઉઠોને આજ રમત રમીયે નવીરે એ રાગ. )
સુખ દુઃખ સર્વેમાં હું આજ થકી સમ ભાગીણિરે,
જ્યાં જે સ્થિતિ મહિં, રહે વ્હાલા મ્હારા પ્રાણ;
ત્યાં તે સ્થિતિ મહિં હું, સદા રહીશ આનંદથીરે.
તો તો સચવાયે મુજ શીયળ અને સૌભાગ્ય.
એ મ્હેં કરી પ્રતિજ્ઞા, પહેલે પગલે લગ્નમાંરે.

**સાખી**—બાળકથી વૃદ્ધ સહુ ઉપર રાખી પ્રેમ;
ભલું કરી કુટુમ્બનું પોશું સઉને તેમ,
ઘરમાં શું છે શું નહિં, તે સર્વે સંભાળનેરે,
કરતા યોગ્ય ખર્ચ, રાખી તેનો હિસાબ
એ મેં કરી પ્રતિજ્ઞા બીજે પગલે લગ્નમાંરે

**સાખી**—સ્વામિ ભક્તિ હું કરૂં, પ્રભુ ભકિતથી વિશેષ;
સત્ય મીઠી વાણી થકી, રીઝવુ પતિ હમેશ.
સબળ કારણ વીણ પતિ સન્મુખ ઉદાશ નહિં થવુંરે.
જેથી પતિને દુઃખી થવાનું કારણ થાય
એ મ્હેં કરી પ્રતિજ્ઞા ત્રીજે પગલે લગ્નમાંરે.

**સાખી**—પતિને કૈં દુઃખ આવતાં, પહેલું મુજને થાય
મ્હારા સુખને સ્વાર્પણે, પતિનું સુખ સચવાય.

પતિને પણ માનીને, તેની આજ્ઞા પાળતીરે
અનુસરિ વિચારમાં આ પાળી સેવક ધર્મ,
એ મ્હેં કરી પ્રતિજ્ઞા ચોથે પગલે લગ્નમાંરે

સાખી—અગ્નિ ગમન ઇચ્છું નહિં, કર્યા વિના શુચિ સ્નાન,
પણ પછીથી મન શુદ્ધથી, દઉં પતિને રસ દાન.

પતિ વિણ અન્ય પુરૂષ સહુ પુત્રો ભાઈ બાપ છેરે,
તોએ દૃષ્ટિ નહિ તેઓ સાથે જોડીશ.
એકાન્તે નવ હસી રમી બોલીને શીયળ સાચવુંરે,
સીતા અનસુયા જેવીને અનુસરીશ;
એ મ્હેં કરી પ્રતિજ્ઞા પંચમ પગલે લગ્નમાંરે,

સાખી—આ સહુમાં સાક્ષી પણુ, તેથી બીને છેક.
શબ્દે શબ્દે પળીશ હું પાળી ધર્મની ટેક;
કહો કે લગ્ન પહેલા પણ બન્નેની પ્રીતિ હતીરે
ના છે મને છળેલી પતિએ લગ્નથી કાંઇ
એ મેં કરી પ્રતિજ્ઞા, છઠે પગલે લગ્નમાંરે

સાખી—હોમ યજ્ઞ વ્રત કાર્યમાં, સદા રહીશ હું સાથ;
કર્તવ્યો તમ સેવના, એજ યજ્ઞ મુજ નાથ

સમજીએ સહુ ધર્મ, સદા પાળીશ ઉમંગથીરે;
જપ તપ વ્રત પણ નવ, આજ્ઞા વિણ મુજથી થાય.
એ મ્હેં કરી પ્રતિજ્ઞા, છેલ્લે પગલે લગ્નમાંરે.

## ગીતિ.

પતિવ્રતા વ્રત પાળે, પ્રેમદા જે પૂર્ણ પ્રેમથી શાણી;
સફળ જન્મ છે તેનો, શાસ્ત્ર પુરાણો વદે એમ વાણી

ન. કે.

ઇતિશુભમ.

## સમાપ્ત.

---

પ્રિય વાંચકોને ખુશ ખબર આપવામાં આવે છે કે આ પુસ્તક લઘુ હોવાના કારણથી દરેક વિષય પુરી રીતે લખી શકાયા નથી. તો સંપૂર્ણ વિવેચન સાથે આ પછી એક મોટું પુસ્તક નામે દંપતિ ધર્મ છપાશે તે મંગાવી વાંચક પોતાનું મન સંતુષ્ટ કરશે અને તે એકદમ ગુજરાતી સરળ ભાષામાં લખાયેલી હોવાથી તથા સ્ત્રીઓને રસિક તથા બોધદાયક ગરબીઓ તથા કવિતાઓથી ભરપુર હોવાથી પ્રિય થઇ પડશે.એમ આશા છે. પ્રથમ ગ્રાહક થનારને ૦-૧૦-૦ માં આપવામાં આવશે પાછળથી આના૦-૧૪-૦

શાસ્ત્રી ચુનીલાલ ધનસુખરામ.